નોંધપાત્ર અને નવોદિત 106 કવિઓની કાવ્યગોષ્ઠિ

# કાવ્યસભા

## વર્તમાન કવિતાનો મિજાજ

સંપાદન

અંકિત ત્રિવેદી

નોંધપાત્ર અને નવોદિત 106 કવિઓની કાવ્યગોષ્ઠિ

# કાવ્યસભા

## વર્તમાન કવિતાનો મિજાજ

સંપાદન

અંકિત ત્રિવેદી

**KavyaSabhaa**

A compilation of poems and ghazals

of various noteworthy and upcoming poets in gujarati.

Published by BookPub, Ahmedabad

ISBN 978-93-85499-68-5



પ્રથમ આવૃત્તિ : ઑક્ટોબર, 2018

કિંમત : ₹ 225.00

મુદ્રક અને પ્રકાશક

**બુકપબ**

હિંગળાજ માતાના મંદિરનું કંપાઉન્ડ

મનમોહન કૉમ્પલેક્સની પાછળ, નવરંગપુરા પોલિસ સ્ટેશનની ગલીમાં,

નવરંગપુરા, અમદાવાદ-380009

ફોન : [079] 26561112, 40081112

Email : connect@bookpub.in

ચિનુ મોદી "ઇર્શાદ"ને...

"છિદ્રવાળા વ્હાણમાંથી શું વજન ઓછું કરું?
જીવવાની વૃત્તિનો સહુથી વધારે ભાર છે."

આભાર

જયશ્રી ત્રિવેદી
ભૂમિકા ત્રિવેદી
અનંત રાઠોડ
અભિનય ત્રિવેદી
સમિક પંડ્યા
સંદીપ પ્રજાપતિ

સૌજન્ય

# Zydus Cadila

"વેળા વહી જશે તો શું થશે સમયનું?
ક્ષણ એક ઝંખનાનો વિસ્તાર થઈ જવાનો."

**રમણભાઈ બી. પટેલ**

**(9-8-1925 થી 19-9-2001)**

# પ્રગટેલું અજવાળું અને ઝળહળતી મશાલ...

ભાષા અને ભાવ બંનેનું સાયુજ્ય છે કવિતા! કવિતામાં સમયને શબ્દબદ્ધ કરવાનો હોય છે. કવિતા કવિને પણ આરપાર વીંધે છે. કાળની પણ આંગળી ચીંધે છે. પ્રત્યેક ભાષામાં નવા કવિ માટે અજાણતાં જ સમાવેશ થઈ જતો હોય છે. કવિતા ભીંસ કે ચીસમાંથી પ્રગટી શકે પણ અંતે તો એણે કવિ સમેત દરેકને મોકળાશ જ આપવાની હોય છે. ગુજરાતી કવિતામાં સમયાંતરે નવા કવિઓ સંગાથે વર્તમાન કવિતાનો ચહેરો પ્રગટી શકે એવા સંપાદનો પ્રગટ થતાં રહ્યાં છે. 'કાવ્યસભા' આજ વાતને આગળ વધારે છે.

'કાવ્યસભા' આજની ગુજરાતી કવિતાને ઉપસાવતો ચહેરો છે. આજનો કવિ વધુ અંદર ઊતર્યો છે અને ઘણો જ પોતાની બહાર પણ નીકળી ગયો છે. સોશ્યલ મીડિઆના માધ્યમને કારણે પ્રશિષ્ટ સામયિકોમાં એનો કૃતિ છપાવવાનો રોમાંચ ઓસરતો ચાલ્યો છે. જે લખે છે તે બધું જ ઉત્તમ જ લખે છે એવો ભાવ એને રિયાઝ વગરના અનુભવથી કેળવેલો છે. ફેસબુક પર લખતી કે મુકાતી કવિતાઓ ખોખલી કોમેન્ટ અને આછકલી લાઈક પર થોડાંક દિવસ જીવે છે. લખાયેલી કૃતિ પ્રકાશિત થવા લાયક છે કે નહી?- તેની પરવા પણ લાપરવા બની છે. પૂર્વસૂરિઓના વાંચન વગર લખાતું ઉત્તમ જ છે એમ ચલાવી લેવું પડે છે. મુશાયરો એ લખાતી કવિતાનો નાભિશ્વાસ બન્યો છે. ગુજરાન ચલાવવા માટે છંદ શીખીને આગળ વધવું એ આજની કવિતાને માફક આવી ગયું છે. કવિની નિજતાનો અવકાશ કવિથી જ અટૂલો પડ્યો છે. સ્પર્ધાભાવ અને તેજોદ્વેષનો મેળો જામ્યો છે. માંગ આધારિત અને ભાવકોને રીઝવવાના ખેલ જાણે લુપ્ત થતા જતા સર્કસનું સ્થાન બદલીને કવિસંમેલન અને મુશાયરામાં પ્રવેશ્યા છે.

સાચું અને શુદ્ધ હશે એ ભાવક કોઈપણ ખૂણેથી શોધીને સ્વીકારવાનો છે. કવિ તો કવિતા લખીને એના નિમિત્તને પૂર્ણ કરે છે. કવિતા લખ્યા પછીના કારણ વગરના પુરુષાર્થમાં કવિનો શબ્દ હાંફી જાય છે. આજે જયારે ગુજરાતી ભાષા પરત્વે જ ચિંતા કરવી પડે એમ છે ત્યારે પોતપોતાના કુંડાળામાંથી બહાર આવીને ભાવકોને સાથે લઈને બનાવવા પડે એવા વર્તુળની જરૂર નથી લાગતી?

'કાવ્યસભા' સંદર્ભે કેટલીક સારી બાબતો પણ પોંખવી રહીઃ ગઝલના ફાલની વચ્ચે કવિતા એટલે કે ગીતો અને અછાંદસ પણ સક્ષમ બન્યા છે. કવિના વિષયને પૂર્વસૂરિઓનું ગ્રહણ દરેક જગ્યાએ લાગેલું દેખાતું નથી. અમુક અપવાદોમાં માત્ર ચમત્કૃતિ જ ઝગારા મારે એવું ઓછું નીવડ્યું છે. સોશ્યલ મીડિઆના માધ્યમથી કવિતા બહુજન સમાજ સુધી પહોંચી છે. શુદ્ધ કાવ્ય ચર્ચાનું ફલક પણ વિસ્તર્યું છે. જે પહેલા સામયિકોના પાછલે પાને છપાઈને રૂંધાઈ જતું હતું તે હવે ખુલ્લામાં ખેલદિલી સાથે જોવાય-વંચાય અને સ્વીકારાય છે. કવિ ઊંડે અને આસપાસ વિસ્તર્યો છે. કવિતામાં અમુક સમય પહેલા અનુભવાતી પત્રકારત્વની ભાષાથી વિમુખ થયો છે. શબ્દનું સંગીત અને સંગીતનો શબ્દ બંને પરત્વે એનો અનુભવ પ્રત્યેક કવિતામાં ઘૂંટાય છે. એકવાર વાંચીને મૂકી દેવી પડે એવી કવિતાઓ ઓછી જોવા મળે છે. આજની વર્તમાન કવિતા એવા ગોવર્ધનની નીચે ઊભી છે જ્યાં દરેક કવિ પોતાના ઊગવાથી બચીને કાગળ ઉપર પોતાના વરસાદની વાવણી કરે છે.

કવિઓને મુશાયરા અને કવિસંમેલનમાં અલગ અલગ રીતે સાંભળવાનો મોકો મળે છે. પરંતુ જેમનો કાવ્યસંગ્રહ થયો છે અને નોંધપાત્ર છે એવા કવિઓ અને જેમના કિસ્સામાં સંગ્રહ ન થવા જેટલી કવિતાઓ છે તે દરેક કવિઓને એક સાથે વાંચવાની પણ મઝા છે. આજની વર્તમાન કવિતાની આ એવી જણસ છે જ્યાં દીવાનું અજવાળું અને હાથની મશાલ એકબીજામાં ઓતપ્રોત છે. 'કાવ્યસભા'માં સમાવ્યા છે એટલા જ કવિઓ વર્તમાન કવિતાનું પ્રતિનિધિત્વ નથી કરતાં પરંતુ સંપાદનની દૃષ્ટિએ યોગ્ય લાગ્યા છે એવા કવિઓની કવિતાઓ પસંદ કરવામાં આવી છે. કોઈક કવિની બે કવિતા છે કોઈક કવિની ત્રણ કવિતા છે.

ચિનુ મોદી, લાભશંકર ઠાકર, મનહર મોદી, અશોક ચાવડા, આ લખનાર, હરદ્વાર ગોસ્વામી બધા જ 'શનિસભા'ના ઉપક્રમે નવી કવિતા સાથે મળતા!

જે કવિતા લઈને ન આવ્યું હોય એણે ચ્હા પીવડાવવાની - એવી શરત હતી! કવિ કવિતા રજૂ કરે પછી એ કવિતામાં શું તૂટે છે કે ખૂટે છે એની ચર્ચા થતી. એ જ આશયથી કે કવિતાને કવિસંમેલન કે મુશાયરામાં રજૂ કરતી વખતે બધા જ વખાણવાના છે. પણ એ કવિતામાં શું વધારે કરી

શકાય કે ઘૂંટી શકાય જેથી કવિતાની હજુ વધારે ધાર નીકળે? ઘણા બધા કવિઓ આ દિલધડક ચર્ચામાં ભાગ લેતાં. અમદાવાદ આવતા અનિલ જોશી, મણીલાલ હ. પટેલ, શોભિત દેસાઈ, આદિલ મન્સૂરી અને અદમ ટંકારવી પણ હોય. રાજેન્દ્ર શુક્લ અને માધવ રામાનુજ પણ જોડાય. શનિસભાની એ વસંત આજે પણ સ્મરણોમાં અકબંધ છે. મકરંદ મુસળે અને વિવેક કાણે જેવા દોસ્તારો તો શનિસભા પછી પણ ખભેખભો મિલાવીને સાંજને સ્ટેચ્યૂ કહીને ચર્ચાનો દોર મોડી રાત સુધી આગળ વધારે!

આજે રજૂ કરવાની ઉત્સુક્તા દરેક પાસે છે પણ કવિતાને સેવવાનું ધૈર્ય ખૂટી પડ્યું છે. બે-ચાર છંદમાં કે બે-ત્રણ લયમાં શ્વસતી આજની ગુજરાતી કવિતા રસ્તા વગર રાજમાર્ગ બનવાનું સપનું સેવે છે. એનું શું કરીશું? એક જ શૅર કહેવો છે...

*શું મળ્યું ચર્ચાને અંતે?*
*ગાંઠના ખર્ચ્યાને અંતે?*

ગુજરાતી કવિતાની કાયાપલટ થાય એ પહેલાંના આ નવા દિવસો ચાલે છે. નવા દિવસોમાં શેરડીના સાંઠામાં તેલનું પૂમડું મૂકીને એને પ્રગટાવીને ઘર, ગલી, મહોલ્લા અને શેરીમાં દરેકના ઘરે જઈને પ્રગટેલી શેરડીમાં તેલ પૂરવાનો રિવાજ છે. એને કાકમાકડી કહેવાય છે. એમાં આપણી વફાદારી અને જવાબદારીનું તેલ પૂરીને આ કવિઓના માંહ્યલાને અજવાળતો રાખવાની આપણી ભાવક તરીકેની દરિયાદિલી હોવી જોઈએ. આવતીકાલે છાંયડાના રૂઆબમાં જે કવિઓ આજથી બીજ વાવવાની ખેતી કાગળ ઉપર કરે છે એને નવાજવાની શરૂઆત કરીએ... 'કાવ્યસભા' આમ જ શરૂ થતી હોય છે...

આસો સુદ 1, 10-10-2018

**– અંકિત ત્રિવેદી**

Contents

18 **ઋષિ દવે 'સ્પર્શક'**
B-24 અભિનવ એપાર્ટમેન્ટ, પ્રાથમિક આરોગ્ય કેન્દ્રની પાછળ, માનવ મંદિર રોડ, મેમનગર, અમદાવાદ-380052 | મોબાઇલ - 96012 85710

---

20 **કવિ રાવલ**
રૈયાનાકા ટાવરની અંદર, પ્રતાપકુંવરબા સ્કૂલ પાસે, રાજકોટ - 360001 | મોબાઇલ - 98258 20540

---

22 **કિરણસિંહ ચૌહાણ**
૧૦૦, શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા, રાજ પોઇન્ટની સામે, સુરત–380009 | મોબાઇલ - 81410 33310

---

24 **કિરીટ ગોસ્વામી**
F-20/666, પહેલો માળ, રણજિત નગર, જામનગર-361005 | મોબાઇલ - 9879401852

---

26 **કેતન કારિયા**
૧. ભગવતી હૉસ્પિટલ, ૬૭, દિગ્વિજય પ્લૉટ, લીલાશાહ ધર્મશાળા સામે, જામનગર. | મોબાઇલ - 98982 61676, 99255 45545

---

27 **કૌશિક પરમાર 'ઉસ્તાદ'**
113, શિલ્પગ્રામ સોસાયટી, વૈષ્ણવ-વાટિકાની બાજુમાં, સોમા તળાવ, ડભોઈ રોડ-390025 | મોબાઇલ - 97221 91949

---

28 **ગુંજન ગાંધી**
Santakatu 1 G 131, 00180 Helsinki, Finland | મોબાઇલ - +35 84497 67979

---

30 **ગોપાલી બુચ**
C-403, આલેખ એપાર્ટમેન્ટ, મૅનેજમેન્ટ એન્કલેવની પાછળ, ચિત્રકૂટ ક્વિન્સ રો-હાઉસિસની સામે, વસ્ત્રાપુર, અમદાવાદ-380015 | મોબાઇલ - 81415 61165

---

31 **ગૌરાંગ ઠાકર**
A/401, ફેંટમ હોમ્સ, RTO પાસે, JK મોટર્સ સામે, પાલ, અડાજણ, સુરત-380009 | મોબાઇલ - 98257 99847

---

33 **ચંદ્રા તળાવિયા**
138, રંગ અવધૂત સોસાયટી-1, સારોલી રોડ, પુણાગામ, સુરત-395010 | મોબાઇલ - 87581 64613

---

35 **ચન્દ્રેશ મકવાણા**
202 - મહાદેવ કૉમ્પલેક્સ, નવા વાડજ શાકમાર્કેટ
નવા વાડજ, અમદાવાદ-380013 । મોબાઇલ - 98985 21570

---

37 **ચિરાગ જહા 'ઝાઝી'**
A-4, કદંબ બંગ્લૉઝ, બાગબાન પાર્ટી પ્લૉટ પાસે, થલતેજ-શીલજ રોડ, થલતેજ,
અમદાવાદ-380059। મોબાઇલ - 99984 18391

---

38 **ચેતન ફ્રેમવાલા**
11-C, અભિલાષા, 46 ઑગસ્ટ-ક્રાંતિ માર્ગ, ગોવાલિયા ટૅંક,
ગ્રાંટ રોડ (વેસ્ટ) મુંબઈ-400006
। મોબાઇલ - 93200 33722

---

40 **ચેતન શુક્લ 'ચેનમ'**
૧, સાંઈનિકેતન રો-હાઉસિઝ-૪, અમીપાર્ક પાસે, વિભૂષા બંગલો રોડ,
ઘુમા, અમદાવાદ-380058 । મોબાઇલ - 88660 63311

---

41 **ચૈતાલી જોગી**
મોદી શેરી, આઝાદ ચોક, ચિત્તલ-365620 । મોબાઇલ - 94082 32741

---

42 **જયંત ડાંગોદરા**
D-404, શ્રીરામ કુટિર, સ્વામિનારાયણ પાર્ક સામે, હરિદર્શન ચાર રસ્તા પાસે,
નવા નરોડા, અમદાવાદ. । મોબાઇલ - 9974178783

---

43 **જાતુષ જોશી**
"કૈલાસ", વિશ્વપ્રેમ પાર્ક, દૂધની ડેરીની સામે, C.U. Shah હાઈસ્કૂલ પાસે,
વઢવાણ-363035 જિ. સુરેન્દ્રનગર, । મોબાઇલ - 98245 51651

---

45 **જિગર જોશી 'પ્રેમ'**
59, ગંગોત્રી પાર્ક, બી. ટી. સવાણી કિડની હૉસ્પિટલ સામેનો વિસ્તાર,
યુનિવર્સિટી રોડ, રાજકોટ-5 । મોબાઇલ - 99251 57475

---

46 **જિગર ફરાદીવાળા**
ડી-૧૩૦, ઓધવ એવેન્યૂ, મુન્દ્રા રિલૉકેશન સાઇટ,
ભુજ-કચ્છ-370001 । મોબાઇલ - 99253 51119

---

47 **તાહા મન્સૂરી**
722, પિન્કી પેલેસ સામે, રાજનગર શાક માર્કેટ પાસે, ઢાલગરવાડ,
અમદાવાદ-380001 । મોબાઇલ - 99246 23249

---

48 **તેજસ દવે**
13, મેઘના રો-હાઉસ, ભવ્ય પાર્ક ફ્લેટની સામે, બોપલ,
અમદાવાદ-380058 । મોબાઇલ - 99043 84769

---

49 **ડૉ. દિના શાહ**
'કલરવ' 5/A પંચરત્ન સોસાયટી, પંચવટી બસસ્ટૅન્ડ સામે,
ગોરવા રિફાઇનરી રોડ, વડોદરા-390016 । મોબાઇલ - 99789 09136

---

51 **દર્શક આચાર્ય**
'કવિતા', 10 અંકુર સોસાયટી, નવા જંક્શન માર્ગ, સુરેન્દ્રનગર-363001
। મોબાઇલ - 76003 65210

---

53 **દિનેશ કાનાણી**
'શ્રીરામ' 7, નારાયણ નગર, ઢેબર કૉલોની પાસે, રાજકોટ-2
। મોબાઇલ - 98242 19096

---

55 **દિલીપ રાવલ**
C/603, 1ક્રિષ્ના' વસંત-સાગર કૉમ્પલેક્સ, મૅકડોનાલ્ડની સામે, ઠાકુર વિલેજ,
કાંદિવલી (E), Mumbai-400101 । મોબાઇલ - 98205 40590

---

57 **દિલીપ શ્રીમાળી**
ઇન્દિરાનગર સોસાયટી, ગામ સીપોર, તા. વડનગર, જિ. મહેસાણા
। મોબાઇલ - 83475 76449

---

59 **ધ્વનિલ પારેખ**
C-204, વૈદેહી રેસિડેન્સી, વાવોલ, ગાંધીનગર-382016
। મોબાઇલ - 94262 86261

---

61 **નરેશ સોલંકી**
મવડી પોલીસ હેડક્વાર્ટર્સ, નાના મવા રોડ, બ્લૉક નં.-4, ક્વાર્ટર નં-40,
કાલાવડ રોડ રાજકોટ. । મોબાઇલ - 97257 58554

---

62 **નિનાદ અધ્યારુ**
SBI Life, ત્રીજે માળે, વસુંધરા કૉમ્પ્લેક્સ, દક્ષિણામૂર્તિ સ્કૂલ સામે,
વાઘાવાડી રોડ, ભાવનગર-364001 । મોબાઇલ - 98256 90670

---

64 **નિમેષ પરમાર**
35 ન્યૂ ચંદ્રનગર સોસાયટી, જુના વાડજ, આશ્રમ રોડ, અમદાવાદ-380013
। મોબાઇલ - 99096 32291

---

65 **નીરજ મહેતા**
102 આશિયાના, 2–વૈશાલી નગર, કૃષ્ણ વિદ્યાલય પાસે,
રૈયા રોડ, રાજકોટ-360007 | મોબાઇલ - 99988 54392

---

66 **નિરવ વ્યાસ**
જજીસ બંગ્લૉઝ, ન્યાયમંદિર પાસે, હનુમાનજી મંદિર પાછળ, ત્રણ દરવાજા,
ખંભાત, જિ. આણંદ | મોબાઇલ - 98251 59054

---

67 **નિલેશ પટેલ**
શ્રી કલ્યાણી ટ્રેડર્સ, સાયણ-ઓલપાડ રોડ, મુ. પરિયા, પો. સાયણ,
તા. ઓલપાડ, સુરત-394130 | મોબાઇલ - 99096 32291

---

68 **નૈયા જોષી 'નાદ'**
17, જલદીપ સોસાયટી, મેઘરજ રોડ, મોડાસા, જિ. અરાવલિ
| મોબાઇલ - 90549 79815

---

69 **પરાજિત ડાભી**
ૐ નમઃ શિવાય, પ્લૉટ નં. 34/A, ગુરુકુળ પાસે, ફુલસાર, ભાવનગર
| મોબાઇલ - 98249 03903

---

70 **પંકજ મકવાણા**
પ્લૉટ 110, C/1, સુજય એપાર્ટમેન્ટ, સેક્ટર 19, ગાંધીનગર-382021
| મોબાઇલ - 97243 23080

---

71 **પંકજ વખારિયા**
L/4, જી. પી. પાર્ક, ઉધના-મગદલ્લા રોડ, પેટ્રોલ-પંપ પાસે, વાયા ભાટર રોડ,
સુરત-395001 | મોબાઇલ - 98241 43591

---

72 **પંચમ શુક્લ**
69A Woodgrange Avenue, Harrow HA3 0XG, UK
Email: spancham@yahoo.com મોબાઇલ - +44 20349 04612

---

73 **પારસ એસ. હેમાણી**
હેમાણી હૉસ્પિટલ, કાન્તા સ્ત્રી વિકાસ ગૃહ પાસે, ભક્તિનગર સોસાયટી,
રાજકોટ-360002 | મોબાઇલ - 99049 00059

---

74 **પારુલ ખખ્ખર**
'તીર્થ' ૧૫૩ - ગુરુકૃપાનગર, ચિત્તલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧
| મોબાઇલ - 94298 89366

---

76 **પારુલ બારોટ**
એ-5 ક્રિષ્ના બંગ્લૉઝ વિભાગ-2, ગણેશ એપાર્ટમેન્ટ સામે, મોટેરા
| મોબાઇલ - 94268 63311

78 **પાર્થ પ્રજાપતિ**
159/ સેક્ટર-4, વિમલનાથ બસસ્ટૉપ પાસે, નિર્ણયનગર, અમદાવાદ-382481. |
મોબાઇલ - 9173525574

79 **પીયૂષ ઠક્કર**
૧૦૩ યોગીસૃષ્ટિ એપાર્ટમેન્ટ, વહાણવટી માતા મંદિર પાસે,
ઓધવપુરા રોડ, ઇલોરા પાર્ક, વડોદરા-390023 | મોબાઇલ - 97260 68447

82 **પૌલિન શાહ**
4-K, તરુણ સોસાયટી, સાંઈબાબા મંદિર સામે, ઇલોરાપાર્ક,
સુભાનપુરા મેઇન રોડ, વડોદરા-390023 | મોબાઇલ - 94285 22531

83 **પ્રણવ પંડ્યા**
E 60, અનુગ્રહ, G.H.B. સોસાયટી, સ્ટેશન રોડ, અમરેલી.
| મોબાઇલ - 94269 71678

85 **પ્રિયંકા ગજ્જર**
"આકાશગંગા", શ્રદ્ધા પાર્ક-2, શેરી નં.5, શ્યામ હૉલ પાસે, બગીચા સામે.
રાજકોટ–360 002 | મોબાઇલ - 990048 04048
Email : pgajjar870@gmail.com

86 **ડૉ. ફિરદૌસ દેખૈયા**
E-502, ડૉક્ટર્સ ક્વાર્ટર્સ, A ડિવિઝન પોલીસ સ્ટેશન સામે, જેલ રોડ,
ભાવનગર-364001 | મોબાઇલ - 98251 33976

87 **બાબુલાલ ચાવડા 'આતુર'**
36-અંબિકાનગર સોસાયટી, અર્બુદાનગર સોસા. પાછળ, મુ.પો. નાની કડી,
તા. કડી, જિ. મહેસાણા-382715 | મોબાઇલ - 73835 57025

89 **બ્રિજ પાઠક**
G/86,વાઘેશ્વરી સોસાયટી, V.I.P. રોડ, કારેલીબાગ, વડોદરા.
| મોબાઇલ - 99044 66161

90 **ભરત ભટ્ટ 'પવન'**
15/ અભિષેક બંગ્લૉઝ, બાપોદ પોલીસ સ્ટેશનની પાછળ, જમુના રેસિડેન્સીની
પાસે, વાઘોડિયા રોડ, વડોદરા-390019 | મોબાઇલ - 99985 69119

92 **ભાર્ગવ ઠાકર**
'દ્વારકેશ', સિંચાઈનગર સોસાયટી, એરપોર્ટ રોડ, રાજકોટ.
| મોબાઇલ - 98242 00293

---

93 **ભાવિન ગોપાણી**
1, પલ્લવ એપાર્ટમેન્ટ, કૈલાસનાથ સોસયટી., ભૈરવનાથ રોડ,
મણિનગર, અમદાવાદ-380008 | મોબાઇલ - 98256 98628

---

95 **ભાવેશ ભટ્ટ**
H-503, સ્વામિનારાયણ કેસલ-1, અર્જુન આશ્રમની પાછળ, ગ્રીન સિટી રોડ,
નિર્ણયનગર, અમદાવાદ-382481 | મોબાઇલ - 98251 50244

---

97 **ભાવેશ શાહ 'શહેરી'**
બી-201, વીણા કલાસિક, મોદી પાર્ક, ઈરાની વાડી રોડ 3,
કાંદિવલી (પશ્ચિમ) મુંબઈ-400067 | મોબાઇલ - 98200 87664

---

98 **મકરંદ મુસળે**
'સંવાદ' ૭૩, પ્રથમ ઉપવન, સનફાર્મા રોડ, અટલાદરા,
વડોદરા–390012 | મોબાઇલ - 98250 82546

---

100 **મધુસૂદન પટેલ 'મધુ'**
3/2, કામેશ્વર એપાર્ટમેન્ટ, પ્રેમચંદનગર પાસે, અમૂલ પાર્લર સામે, જજીસ
બંગલો રોડ, બોડકદેવ, અમદાવાદ-380015 | મોબાઇલ - 92275 10872

---

101 **મનોજ જોશી 'મન'**
આસ્થા ક્લિનિક, 9 પટેલ કૉલોની, પાવન ડેરી પાસે, બેડી રોડ, જામનગર.
| મોબાઇલ - 98242 28598

---

102 **મહેશ દાવડકર**
27 મંગલદીપ રોહાઉસ, જયઅંબે નગરની બાજુમાં, પાલગામ, સુરત.
| મોબાઇલ - 95586 99327

---

104 **મહેશ શાહ 'સ્પર્શ'**
પ્રિન્સિપાલ - કન્યાશાળા, ઠાસરા, જિ. ખેડા-388250
| મોબાઇલ - 96625 19275, 96389 94659

---

105 **મિલિન્દ ગઢવી**
"શિરધારા', રાજનંદન એપાર્ટમેન્ટ્સ સામે, દીપાંજલિ-2ની પાછળ, ગિરિરાજ
પાર્ક, ટિમ્બાવાડી પાસે, જૂનાગઢ-362015 | મોબાઇલ - 95865 99699

---

107 **મુકેશ જોશી**
B-30/101 પહેલા માળ, RMMS યુનિટ નં. 8, આનંદનગર કો.સો. રોડ, દહીંસર (E), મુંબઈ-400068 । મોબાઇલ - 98699 29089

---

109 **મેહુલ પટેલ 'ઈશ'**
144, ક્રિષ્નાપાર્ક રો-હાઉસિસ, દાંડી રોડ, મોરા ભાગળ, રાંદેર, સુરત. । મોબાઇલ - 95376 11423

---

110 **રક્ષા શુક્લ**
15 નંદન, શાસ્ત્રીનગર, તળાજા-364410 । મોબાઇલ - 99792 44884

---

112 **રવિ દવે 'પ્રત્યક્ષ'**
રામજી મંદિર પાછળ, મહેતાપુરા, હિંમતનગર । મોબાઇલ - 90333 69761

---

113 **રાધિકા પટેલ**
402, સ્વસ્તિક એપાર્ટમેન્ટ્સ, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, પ્રિતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ-380006 । મોબાઇલ - 87581 21965

---

115 **રીનલ પટેલ**
A-48 દર્શનમ્ સાંનિધ્ય બંગ્લૉઝ, નારાયણ કાઠિયાવાડી પાછળ, અટલાદરા, વડોદરા-390012 । મોબાઇલ - 98256 43222

---

116 **રેખા જોશી**
R-403 આરોહી ક્રેસ્ટ, ગાલા જીમખાના રોડ, સાઉથ બોપલ, અમદાવાદ । મોબાઇલ - 94268 67671

---

117 **લક્ષ્મી ડોબરિયા**
"સમન્વય" 9, નહેરુનગર સોસાયટી, નાના મવા રોડ, રાજકોટ-360004 । મોબાઇલ - 96875 19952

---

118 **વનરાજસિંહ સોલંકી**
B-49, જલાનંદ ટાઉનશીપ, પંચવટી રિફાઇનરી રોડ પાસે, ગોરવા, વડોદરા । મોબાઇલ - 97371 84939

---

120 **વર્ષા બારોટ**
મુ. પોસ્ટ. ઝેરડા, તા. ડિસા, જિ. બનાસકાંઠા-385535 (ઉ.ગુ.) । મોબાઇલ - 97250 13123

---

122 **વિકાસ કૈલા**
'માતંગી' કરણપરા-૬, પ્રહલાદ રોડ, રાજકોટ-360001
| મોબાઇલ - 74051 60954 Email : vikaskail1610@gmail.com

124 **વિપુલ અમરાવ**
M/73 ESIC સ્ટાફ કૉલોની, સ્નાનાગાર પાસે, સાબરમતી, અમદાવાદ-380005
| મોબાઇલ - +91 98983 93694

125 **વિપુલ વ્યાસ**
17, તુલસી ડુપ્લેક્સ, સહયોગ સોસાયટી પાછળ, રિફાઇનરી રોડ, ગોરવા, વડોદરા-390016. | મોબાઇલ - 99747 07767

126 **વિપુલ માંગરોલિયા 'વેદાંત'**
૫૭, હેપી બંગ્લોઝ, ત્રિકમનગર-1, લંબે હનુમાન રોડ, સુરત-395006
| મોબાઇલ - 98251 32610

127 **વિરેન પંડ્યા**
અધ્યક્ષઃ ગુજરાતી વિભાગ, ભક્તરાજ દાદા ખાચર કૉલેજ, ગઢડા (સ્વા.), જિ. બોટાદ-364750 | મોબાઇલ - 94284 31816

128 **વિવેક કાણે 'સહજ'**
A-15, સહયોગ સોસાયટી, ગોરવા રોડ, વડોદરા-390016
| મોબાઇલ - 98789 62376

130 **વિવેક મનહર ટેલર**
આયુષ્ય મૅડી-કેર હૉસ્પિટલ અને કાર્ડિયાક સેન્ટર, 46-47, સ્વીટી સોસાયટી, ભટાર રોડ, સુરત-395001 ફોન : 0261-2234030/31

132 **વિહંગ વ્યાસ**
સહજાનંદ સોસાયટી, કટારિયા નગર, ઢસા જંકશન, જિ. બોટાદ-364740
| મોબાઇલ - 98982 10957

133 **વ્રજેશ મિસ્ત્રી**
1683/263 ગુજરાત હાઉસિંગ બૉર્ડ, ગાયત્રીનગર, ચાંદખેડા-382424
| મોબાઇલ - 99044 82506

134 **શિવાજી બી. સોલંકી 'શિવમ વાવેચી'**
મુ.પો. તા. વાવ જિ. બનાસકાંઠા | મોબાઇલ - 99790 61310

135 **શ્રીરામ કડિયા**
C-6, આદિશ્વર એપાર્ટમેન્ટ, શાસ્ત્રીનગર BRTS સ્ટેન્ડ પાસે, આનંદ ફાસ્ટ ફૂડની ઉપર, શાસ્ત્રીનગર, નારણપુરા, અમદાવાદ-૧૩. । મોબાઇલ - 98240 5513

---

137 **સંદીપ ભાટિયા**
601/A પાયલ, આશાનગર, ઠાકુર કૉમ્પલેક્સ, વેસ્ટર્ન એક્સપ્રેસ હાઈવે, કાંદિવલી, મુંબઈ-400101 । મોબાઇલ - 98694 69724

---

139 **સંદીપ પટેલ 'કસક'**
અંબિકા (પટેલ) સોસાયટી, મુ. પો, તા. ચાણસ્મા, જિ. પાટણ-384220. । મોબાઇલ - 94297 45229

---

140 **સુધીર પટેલ**
2624 Jameson Dr. NW, CONCORD, NC 28027. USA
Email : sudhir12@gmail.com । મોબાઇલ - +1 704-488-9577

---

141 **સુનિલ ભિમાણી 'અંગત'**
C/o ABC મેડિકલ સ્ટૉર, એમ.જી. રોડ, પોરબંદર,
મોબાઇલ - 94085 77705

---

142 **સુનિલ શાહ**
N-101, ન્યૂઝ એવન્યુ એપાર્ટમેન્ટ, સ્નેહસંકુલ વાડી પાસે, આનંદમહેલ માર્ગ અડાજણ, સુરત–395005 । મોબાઇલ - 94268 91670

---

144 **સુરેશ પરમાર 'સૂર'**
ઇ/41; દર્શન પાર્ક, એસ્સાર પેટ્રોલ પંપ પાછળ, સુસેન- તરસાલી રોડ; વડોદરા-390010 । મોબાઇલ - 92284 18606

---

145 **સૂર્યકાંત નરસિંહ**
A-103, આવિષ્કાર ગાર્ડન બિલ્ડિંગ, અયપ્પા મંદિરની પાસે,
મીરાંરોડ (E), થાણે. મુંબઈ-401107 । મોબાઇલ - 93221 28384.

---

147 **સૌમ્ય જોશી**
A-2, પુષ્પદંત-2, પ્રેસિડેન્ટ હૉટેલની ગલીમાં, નવરંગપુરા અમદાવાદ-380009.
। મોબાઇલ - 98253 27078

---

148 **સ્નેહલ જોશી**
"શ્યામ" રાજીવનગર, બ્રહ્માકુમારી કેન્દ્ર પાસે, પોરબંદર.
। મોબાઇલ - 94299 43821

---

150 **સ્નેહી પરમાર**
તા. બગસરા-365440 જી. અમરેલી
। મોબાઇલ - 94272 83381

---

152 **સ્મિતા શાહ**
74, સ્વાગત ડુપ્લેક્સ, ગુલાબ વાટિકાની સામે, તાંડલિયા રોડ,
વડોદરા- 390020 । મોબાઇલ -

---

153 **હરદ્વાર ગોસ્વામી**
G-201 ગણેશ હોમ્સ, સહજાનંદ હોમ્સની પાછળ, ચેનપુર રોડ, ન્યૂ રાણિપ,
અમદાવાદ । મોબાઇલ - 98792 48484

---

155 **હર્ષદ સોલંકી**
મુ.પો. આદુંદરા, તા. કડી, જિ. મહેસાણા-384440
। મોબાઇલ - 9558 023916

---

156 **હાર્દિક વ્યાસ**
બ્લૉક નં. 4, ધરતી પાર્ક, પાઠક સ્કૂલની સામે, હનુમાન પર, મોઇન રોડ,
અમરેલી-365601 । મોબાઇલ - 98254 15695

---

158 **હિતેન આનંદપરા**
199, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, ગીતાભુવન હૉટેલ સામે,
Mumbai-400002 । મોબાઇલ - 98694 39539

---

160 **હિમલ પંડ્યા**
301, સાંદીપનિ, પ્રાર્થના ફ્લૅટ્સની સામે, ગોવર્ધન હવેલી પાસે, અતાભાઈ ચોક,
ભાવનગર. । મોબાઇલ - Email : himalgazals@gmail.com.

---

# અક્ષય દવે



■

વીણ્યા કરે ઝાડ સૌ આસપાસે કપાઈ હતી જે એ ડાળીનાં આંસુ,
કોઈ ન પૂછે કે ક્યારે સુકાયાં'તાં મજબૂર પેલી કુહાડીનાં આંસુ!

અંદર કે બાહર જવાનો ન રસ્તો ને ચારે તરફ આગ-જ્વાળાની લપટો,
સળગી એ જ્યારે મેં બાહરથી જોયાં'તાં - એ ઘર, દીવાલો ને બારીનાં આંસુ!

એથી તો ફૂલો સુગંધિત થયાં'તાં ને ઈશ્વરની સાથે જઈ બેસતા'તાં,
કેવી સિફતથી એ ભૂલી ગયાં પણ, કે પીધાં છે એણે તો માળીનાં આંસુ.

તહેવાર અહેસાસ તાજો કરે છે, ગરીબી નથી ફક્ત રોવાનું કારણ,
ઝળહળ બળે મારી દીકરીની આંખે, દીવામાં બુઝેલાં દિવાળીનાં આંસુ!

## ડાયરી

હવે હું એને પાસે રાખીને નથી સૂતો.
હજુ તો ડોળા પર પોપચાં ઓઢાડીને માંડ ઊંઘે ચડ્યો હોઉં ત્યાં બંધ રૂમમાં અચાનક
ફૂંકાતા પવનથી ખૂલી જાય એના પાનાં...

સાપની જીભ માફક ફફડતા ને લબકારા મારતા એ
મને અંદર ખેંચી લે!

હું પડવા લાગુ કોઈ સાંકડા અંધારિયા કૂવામાં...
પડ્યા જ કરું કંઈ કેટલાંય વર્ષો સુધી જાણે...
અંત આવતો ક્યાંય દેખાતો નથી,
કંઈ કેટલાય સમય પછી અચાનક પટકાઉં
એક સુંવાળી લીસ્સી સપાટી પર!

...મને ભાન થાય કે હું એની જીભ પર પડ્યો છું, એ પેલા જ એ મને સ્લાઇડ પર મૂકે ને કોઈ યંત્રમાંથી ઝીણવટપૂર્વક તપાસ્યા કરે!

પછી કેટલાયે ચીરા પાડીને ઊભા ફાંટા પાડે મારા માથાથી પેટ સુધી,
મારા પગ એની પીંછીના ડાંડામાં ખોસીને મને જુદા-જુદા
રસાયણોમાં ઝબોળી, ક્યાંય સુધી ઘસતો રહે...
એક મોટા સફેદ કાગળ પર!

તો ક્યારેક પગ-માથા બંને બાજુથી ખેંચીને બાંધી દે એના વાજિંત્રના ચોથા તાર
તરીકે અને વગાડ્યા કરે...
કંટાળે તો મારા પગ મોઢામાં મૂકી માથેથી સળગાવે!
હું રાખ બનીને ધીરે-ધીરે નીચે પડતો જઉં,
ને પછી એ રાખ ભેગી કરી એની મોટી ઈન્ક પેનમાં ભરે,
લખતો રહે ફર્શ, દીવાલો, બારણાઓ પર!

ક્યારેક ખૂબ હસે વાંચીને, તો ક્યારેક અચાનક ધ્રુસકે-ધ્રુસકે રોઈ પડે,
રોયા જ કરે...

વળી ક્યારેક મને ઉપાડીને ડૂબાડી દે એક મોટા ચાસણી ભરેલા ઘડામાં,
માથાબોળ!

મારા શ્વાસ રૂંધાવા માંડે અને ગૂંગળામણ થાય,
મરવા જ આવ્યો હોઉં કે કાઢે બહાર!
પછી સૂંઘે અને ગમે ત્યાં ફંગોળી ચાલી જાય ક્યાંક...

જ્યારે આવે ત્યારે મારા ફૂલીને ફાટવા સુધી પહોંચેલા ઢીમચાંવાળા શરીર પરથી
એ લાલ મકોડા હટાવીને મને મૂકે અંગારા ઓકતા ભઠ્ઠા પર!

મારું શરીર ફૂલીને દડા જેવું થઈ જાય ત્યારે બહાર કાઢે...
મેદાનમાં લઈ જાય અને આપી દે દેખાવમાં એના જેવા જ પણ આકારે નાના
જીવો ને..

જે મને નહોર ભરાવી, ચાટી, દાંત ખૂંચાડી ક્યાંય સુધી રમ્યા કરે...

પછી એમાંનું કોઈ જોરથી ફેંકે અને
હું ફં.....ગો....ળા.....ઈને પડું,
ત્યાં મારી પથારીમાં હાંફતો બેઠો હોઉં!
હવે હું એને પાસે રાખીને નથી સૂતો.

# અનંત રાઠોડ 'અનંત'



■

લીલુંછમ સાવ કૂણું પાંદડું તોડ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે,
ને ગમતું એક પંખી બાનમાં રાખ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

ઘણાયે વ્હાલથી જ્યાં વૃક્ષને વાવ્યાં હતાં, પાણીય સીંચ્યું, એ જ ઉપવનમાં પછી,
બહુ ઠંડા દિલે દીવાસળી ચાંપ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

મને પૂછી રહ્યાં છે પર્ણ, ફૂલો, ડાળખી આ સ્તબ્ધતાનો અર્થ ને હું ચૂપ છું,
કુહાડીનું ઘરે મ્હેમાન થઈ આવ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

બધા વૃક્ષો કનેથી બંધ આંખે નીકળ્યો છું, કોઈથી મેં આંખ મિલાવી નથી,
આ મારી આંખમાં એક ઝાડવું ઊગ્યાની આખી વાત મેં સૌ ઝાડથી છુપાવી છે.

■

મને હાથમાં લઈને બાળકની જેમ જ રમે છે ને ભાંગીને ભુક્કો કરે છે,
પછી યાદ આવું છું ત્યારે ફરીથી એ જ્યાં ત્યાંથી વીણીને ભેગો કરે છે.

મને સાંજ દરરોજ જાદુગરીની અનોખી કરામત બતાવે છે સાંભળ,
પ્રથમ એક ટુકડો સ્મરણનો એ લે છે પછી એ જ ટુકડાનો ડૂમો કરે છે.

નગરની આ રોનકને આંખોમાં આંજીને છાતીમાં કાળી તરસને ઉછેરી,
અમારી ગલીનાં વળાંકે ઊભી રહી ખુશીની ક્ષણો રોજ ધંધો કરે છે.

હું ઊભો છું વર્ષોવરસથી અહીં એક મોંઘી જણસ કોઈની સાચવીને,
કોઈ વનમાં વર્ષોવરસથી ગયું છે ને માયાવી મૃગનો એ પીછો કરે છે.

જે તણખાની વાતો કરે છે સતત એમણે કૈં જ કીધું નથી મેં હજુ પણ,
હું છોડીને આવ્યો છું એવા નગરને, હવા પણ જ્યાં આવીને દીવો કરે છે.



..........................................

નગર આખું બધી દિશાઓમાં શોધી અને થાકી ગયું છે સૂર્યને.
કોઈ વ્હેલી સવારે પૂર્વમાંથી લઈ અને ચાલી ગયું છે સૂર્યને.

અચાનક ક્યાં ગયાં ઝાકળનાં ટીપાં, સાચવ્યા'તાં આપણે જે ફૂલ પર,
હા, નક્કી આપણા બેમાંથી કોઈ એક જણ અડકી ગયું છે સૂર્યને.

હવે આ સાંજના અંધારને ક્યાં મૂકશું એ પ્રશ્ન છે ચારે તરફ,
સમીસાંજે જ આવી આપણી વચ્ચે કોઈ મૂકી ગયું છે સૂર્યને.

હવે એ એક જણ બેઠું છે સૂનમૂન આંગણે દીવો જલાવીને 'અનંત',
કરીને બંધ બે આંખો હવે એ એક જણ ભૂલી ગયું છે સૂર્યને.

ગુજરાતી સાહિત્યમાં 'નવી કવિતા'નો આરંભ થયો, તે પહેલાં પ્રેમ, પ્રેમભક્તિ અને પ્રેમના દર્દની આર્તચીસ ગુજરાતે દયારામના દર્દી જિગરમાંથી સાંભળેલી. પ્રેમઘેલા દયારામે તે વખતના ગુજરાતને પણ ઘેલું બનાવેલું, એમ એમની કવિતા પરથી લાગ્યા વિના રહેતું નથી. સુપ્રસિદ્ધ કવિ નર્મદ કે જેના હૃદયનો મંત્ર 'પ્રેમશૌર્ય' અને 'પ્રેમભક્તિ' છે, તેણે પ્રેમભક્ત દયારામની વાજબી કદર કરેલી અને ઘણી તકલીફ લઈને એ વિરલ હૃદયના જીવનની હકીકત મેળવેલી તેની કવિતા પણ સંગ્રહિત અને સંશોધિત કરીને ગુર્જરીને ખોળે ધરેલી. પ્રેમધર્મના હિમાયતીઓની કવિ નર્મદાશંકરે, ખરેખર, એ કીમતી સેવા બજાવી છે.

— સાગર

# અનિલ ચાવડા



■

પહોંચાડો અમને એવા કોઈ ઢાળની લગોલગ,
ગબડાય જ્યાંથી ગમતી ઘટમાળની લગોલગ.

બેઠી છે ભગવાં કપડાં ઓઢીને ધોળી દાઢી,
સમજે છે એ સ્વયમને ત્રિકાળની લગોલગ.

પ્હેલાં તો પ્રેમ તારો આશ્ચર્ય જેવો લાગ્યો,
આશ્ચર્ય છેક પ્હોંચ્યુંતું ફાળની લગોલગ.

એના સકંજાઓનું કરતો'તો હું નિરીક્ષણ,
સમજ્યો એ પંખી આવ્યું છે જાળની લગોલગ.

જે રીતથી કર્યા'તા એણે વખાણ મારા,
એ ગાળ તો નથી, પણ છે ગાળની લગોલગ.

■

થયું કૈંક એવું ફક્ત એક હું જાણું ને એક મારો આ સંતાપ જાણે;
ઘણી વાત મનમાં પડી ગૂંચળું થઈ મદારીના થેલામાં હો સાપ જાણે.

તેં એવી સહજતાથી ફેંકી દીધી તારા ઘરમાંથી મનમાંથી છબીઓને મારી,
બીડી પીને બાકસના ખાલીખમ ખોખાની ફાડીને ફેંકે કોઈ છાપ જાણે.

કહે જેને લોકો મહાજ્ઞાની પંડિત એ ગાંડાને ઈર્ષાથી જોયા કરે છે,
ન ઈશ્વરની લપ, ના ધરમની પળોજણ, સમજ પુણ્યની નહીં, ન એ પાપ જાણે.

નથી ક્યાંયથી વીજ ચમકાર થાતો પરોવું હું મોતીને શેં પાનબાઈ?
ઘરે આવતો એમ મારા આ આભેય આવી ગયો વીજળીકાપ જાણે.

હકીકત છે એવી ગઝલ લખવા પાછળ કે છાતીમાં નસ એક દુ:ખી રહી છે,
બધા એમ સમજે કે મારું હૃદય કોઈ વીણાનો છેડે છે આલાપ જાણે.